૫૦૪૮

# લોક પ્રીય ગાયન સંગ્રહ

ભાગ બીજો

## આવૃતી પેહેલી

---

અબદુલહુશેન બાકરભાઈ શાહેરના

**ફલગોના ગાયનો**

છાપી પ્રસીધ કરનાર

**ઇશુરઅલી અબદુલતઇએબ**



---

ધી "રોએલ પ્રીંટીંગ પ્રેસ"
મુંબઈ.

ઈસવી સને ૧૮૯૨ સંવત ૧૯૪૮

**કીમત આઠ આના**

૫૦૪૮

# લોક પ્રીય ગાયન સંગ્રહ

## ભાગ ૨ જો

### ચોક—૧ લો

તમો પ્રીત કરોતો કરજો જુગમાં એવી
મારી જાન કરીને પ્રીત આપજો પ્રાણ
મોહબ્બત કરોતો કરજો એવી રાખી ચીતને ધીઆન
એક (બે) દોસ્તદારની સમજો હકીકત વાલા
મારી જાન જરા સમજોની મારા સરદાર
એક છોકરો રજપુતનો એક શાઉકારનો ઘણો હુશીયાર
બંધેની દોસ્તી હતી ઘણી બહુ ભારી
મારી જાન એકપર એકનો હતો બહુ પ્યાર
બંધેની દોસ્તીમાં ફરક નહી હતો જરા દીલદાર

### ઝુલ

બંધેની વાતો ઘેરમાં કોઈ નહી જાને
ના ખબર નારને નાતો માત પીતાને
મારી જાન હતા બેઉ છેલ છબીલા જુવાન
મોહબ્બત કરોતો કરજો એવી રાખીચીતને ધીઆન

## ચોક—૨ જો

શાહુકારનો છોકરો રજપુતને કેવા લાગો
મારી જાન શેહેરમાં ચાલો ફરવા જઈએ
આજ ખુશીછે એવી કશુંબા પાણી કરી લઇએ
શામાન કશુંબા પાણીનો મંગાવો
મારી જાન પીને મતવાલા હવે થઈએ
ઘોડે બેસી ચાલો વાત દુઃખ સુખની કહીએ

## ઝુલ

જે વખત બંધેની ફરવા નીકલી શવારી
પોશાક બદનપર પેરી જરીની જરતારી
મારી જાન જોઈને થયા સરવે હેરાન—મોહુબ્બત

## ચોક ૩ જો

ફરતા ફરતા એક ગલી બાકી રહી વાલા
મારી જાન હતુ જહાં રજપુતનું ઘરબાર
તેજ ગલીમાં ફરવાને આવ્યા મારા શરકાર
રજપુતની હવેલી શાત માલની ઉંચી
મારી જાન શાહુકારની નજર જા પોંચી યાર
પવનથી પડદો ઉડી ગયો ને નજરે આવી નાર

## ઝુલ

રજપુતની નાર બેથી શીંગાર કરીને
શાહુકારના છોકરે જોઇ નજર ભરીને
બેહોંસ થઈને કીધો યાદ હરીને
મારી જાન જોઈને ઘણો થયો હેરાન—મોહુબ્બત

## ચોક ૪—થો

રજપુતની નારને જોઇ થયો દીવાનો
મારી જાન જોઇને થયો ઘણો ઉદાસ
રજપુત કેવા લાગો વાલા થયાછે કેમ નીરાસ
શું તકશીર હમારી થઈ તે બતલાવો
મારી જાન આવીને કરોની પાસે વાત
દીલમાં જુદાઇ રાખોછો તે નથી લાગતુ ખાસ

### ઝુલ

શાહુકારે દીલની વાત કહી શંભલાવી
પેલી સાત માલપર નાર નજરમાં આવી
એક પલક આંખની મારીને સુધ ભુલાવી
મારી જાન એના ઉપર આપીશ મારો જાન—મોહબ્બત

## ચોક—૫ મો

રજપુત દીલમાં લાગો સોંચ કરવાને
મારી જાન દોસ્તએ મારયું ઘેર મારૂ
બારીએ બેશીને રાંડએ કીધું નઠારૂ
રજપુતએ પછી શાહુકારને દીલાસો દીધો
મારી જાન મેં મેનત લઇસ હું તારા શારૂ
જાન પણ મારો જાસે તોપણ કરીસ કામ તારૂ

### ઝુલ

તમો ફકર ના કરો ઓ મારા પીયારા
હું કરીશ તમારૂ કામ અયે દોસ્ત હમારા
હું ઘેર જાણીશું જાઓ ઘેર તમારા
મારી જાન વચન આપાને ચાલયા જુવાન—મોહબ્બત

## ચોક—૬ ઠો

રજપૂત પછી ઘેર આવીને બેઠો
મારી જાન ઉદાશી જોઇને કહે છે નાર
તમપર ઉદાશી શાની આવી છે કહોની મારા ભરથાર
નાહી ધોઈને ચાલો બેસો જમવાને
મારી જાન રસોઇ કીધી સરવે તઇયાર
હલી મલીને જમો ઉદાશી કારોની દીલની બહાર

## ગુલ

રજપુત કહેછે આ બલયું તારૂ ખાવાનુ
શું કરૂં ગરમ પાણીને બલ્યું નાવાનું
દોસ્તદારને વચન આલ્યુછે કેમ થાવાનુ
મારી જાન જો એમાં શું કરેચ હવે ભગવાન—મોહબ્બત

## ચોક—૭ મો

રજપુતની નાર રજપુતને કેવા લાગી
મારી જાન મુશીબત શું તમપર આવી
દીલનો હાલ શરવે પુછો પાસ રજપુતને બોલાવી
જે વાતો હતી શાહુકારની દીલમાં તેના
મારી જાન બની હકીકત સરવે સંભલાવી
સરવે વાતો શાહુકારની નારને કહીને સંભલાવી

## ગુલ

આ વાત શમજીને કેવા લાગી નારી
તમો જાઓ લાઓ દોસતદારને કરો તઇઆરી
આ હુકુમમાં હાજર રહીશ તમારી પ્યારી
મારી જાન એનો હું કરીશ પુરો અરમાન—મોહબ્બત

## ચોક—૮ મો

રંજપુત ખુશી થઇ નીકળયો ઘેરની બાહેર
મારી જાન આવીને મળયો તેજ મુકામ
શાહુકારના છોકરાને પછી કીધો નમી સલામ
હું વચન નારનું જઇ લઈને યહાં આવ્યો છું.
મારી જાન કરીને આવ્યોછું પુરૂ કામ
આજની રાતે ફુલોની શેજપર કરજો તમો આરામ

## ઝુલ

તે નારને મારી વાત કહી ના કેજો
તમો હલી મલીને રંગ રશ લુતી લેજો
અને પ્યાર મોહુબ્બત કરી મગનમાં રેજો
મારી જાન આપશે તમને ઘણો તે માન—મોહુબ્બત

## ચોક—૯ મો

રંજપુત પછી શાહુકારને તેરી લાવ્યો
મારી જાન આવ્યા બંધે દીલ જાન
નાર કરી શીંગાર બની જેવી મોહેનારાણી
ઘરની દાશીપર હુકમ નારએ કીધો
મારી જાન કરો જમવાની તઇયારી
જમી કરીને ઉઠયા નારીએ શાહુકારને પાયું પાણી

## ઝુલ

પાણી પીને ઘભરાયો ઘણો બહું વાલો
પછી કહયું નારીએ શેજ પલંગપર ચાલો
કેમ થયા દીવાના જરાતો હોંસ સંભાલો
મારી જાન અત્યારથી બન્યાછો કેમ નાદાન—મોહુબ્બત

## ચોક—૧૦ મો

રજપુત અને દાશી નીચે આવીને બેઠા
મારી જાન કે શાહુકાર કરે છે ઉપર વાત
હલી મલીને ચાલ્યા પલંગપર નાખી ગલામાં હાથ
વાતો કરતાં બંધેને ઊંઘ આવી ગઇ
મારી જાન ઉંઘમાં ગુજરી અરધી રાત
જાગી ઉઠયો સાહુકારનો છોકરો તેને લાગ્યો ઉતપાત

### ઝુલ

ગભરાઇને ઉઠયો અને દીલમાં બહું બીધો
મારો દોસત નીચે ઉભો છે દગો હુંએ દીધો
ઉંધાઇ ગયો કહી એશ ના હુંએ કીધો
મારી જાન પુરો ના થયો દીલનો અરમાન—મોહબ્બત

## ચોક—૧૧ મો

એવો વીચાર તે બેશીને પલંગપર કીધો
મારી જાન પછી ઉતરીને નીચે યાર
ચારે તરફ ઓરડામાં ફરવા લાગ્યો તે દીલદાર
થહું ઊંચે નીચે નજર કરીને જુએ છે
મારી જાન જુએ માંહેલો સહુ ઘેરનો સંસાર
એક ખુતીએ લટકેલી રજપુતની ધાલ તલવાર.

### ઝુલ

તલવારપર રજપુતનુ નામ લખેલું જાની
તે નામ વાંચીને એને ઘણી થઇ હેરાની
શાહુકાર કહેછે કીધી હુંએ નાદાની
મારી જાન જરા સમજોની ધરીને કાન—મોહબ્બત

## ચોક—૧૨ મો

તે નામ વાંચી શાહુકાર ઘણો ગભરાયો
મારી જાન કહેછે દીલમાં દીલજાની
આતો દોસતનુ ઘેર મારા, અને આ એની રાણી
મારા દોસતને મોઢુ કેમ કરી દેખાડું
મારી જાન ધુલછે મારી જીંદગાની
મારી ગલાપર ખંજર હાથથી મરી ગયો જાની

### ઝુલ

એક ઘડી પછી નાર પલંગપર જાગી
શાહુકારને મરેલો જોઇ રડવા લાગી
આવી મોજ મજામાં ગમની કટારી લાગી
મારી જાન કામ શું કીધુ તુંએ નાદાન—મોહબ્બત

## ચોક—૧૩ મો

શાહુકારનુ માથુ ખોલામાં મુકી રડેછે
મારી જાન મજા દુનીઆની ના કહી ચાખી
તુંતો જાનથી ગયો એકલી મને રાખી
મારા ધણીને જઇને જવાબ હું શું આલું
મારી જાન દુઃખમાં મને તુંએ નાખી
તારો મારો ફજેતો હવે દુનીઆ જોશે આખી

### ઝુલ

એમ કહીને નારએ મારી ગલે કટારી
તે વખત પ્રાણ છોડીને મરી ગઇ પ્યારી
આ દુનીઆમાં કોઈ એવી થશે નહી નારી
મારી જાન જરા શમજોની મારા દીલજાની—મોહબ્બત

## ચોક—૧૪ મો

રજપુત નીચે દાશીને કેવા લાગો
મારી જાન દોસતને કેમ લાગી બહુ વાર
ઊંઘાઇ ગયો હોયતો તું જઇને વેલી જગાર
આ વાત શમજીને દાશી ઉપર આવી
મારી જાન જુવે ખોલીને બંધે કમાર
બંધે જણા મરી પડેલા ખાઈ ગવે કટાર

### ઝુલા

ધભરાઇને દાશી કહે હવે કેમ થાશે
શું જવાબ આપું જઇ રજપુતની પાશે
હું પણ મરૂં છોડું દુનીઆની આશે
મારી જાન કટારી ખાઇને આપ્યો પ્રાણ—મોહબ્બત.

## ચોક—૧૫ મો

એમ કરતા ચાર શવાર પડી ગઇ
મારી જાન ઉદાસી રજપુતને આવી ચાર
ભગવત જાને શું થયું દોસતને કેમ લાગી બહુ વાર
દાશીને ખબર લેવાને મોકલી ઉપર
મારી જાન ખબર દાશી પણ નહી લાવી યાર
દાશી પણ તેની થઇ ગઇ રાણુપર ધરજો હવે ફીતકાર

### ઝુલા

આખરે થાકીને રજપુત ઉપર આવ્યો
ત્રણેને મરેલા જોઇ ઘણો ધભરાયો
ગમગીન થઈને આંખમાં આંસું લાયો
મારી જાન પુરો નહી થયો કોઇનો અરમાન-મોહબ્બત

## ચોક—૧૬ મે.

રજપુત વોરદામાં બેશી ઘણો રડેછે
મારી જાન દરદ રજપુતને થયું બારી
દોસતની ખાતર ખોઈ બેઠો ઘરબાર અને નારી
રજપુત કહેછે કહી મજા નથી જીવવામાં
મારી જાન હાથમાં લઈને તે કટારો
તે પણ જાનથી ગયો કટારી પોતાના ગલે મારો

### ઝુલ

આ દુનીઆમાં એવો દોસત કોઇ નહી થાશે
જો ઘણી દોસતી કરશોતો ઈજત જાશે
ધણ માલ તમારો હશેતો લુતી ખાશે
મારી જાન જરા શમજેની બીજુ બયાન—મોહબત.

## ચોક—૧૭ મો

ચારેની હકીકત તમને બોલી શંભલાઊ
મારી જાન સાંભલો સાચુ મારૂ ફરમાન
નાર બની દુનીઆમાં જરા સમજેની ચેવલી પાન
અને ચુનો થયો રજપુત ધણીછે તેનો
મારી જાન કાથો શાહુકારનો છોકરો દીલજાન
દાશી થઇ સોપારી હવે તું સત કરીને માન

### ઝુલ

અબદુલહુશેનના ખીઆલ સદા રંગીલા
બમનજીના ચંગપર નીશાન લીલા પીલા
દુસમનની છાતીપર થોકી દીધાછે ખીલા
મારી જાન ખીઆલ કોઇ ગાજે એવો ઇનશાન—મોહ.

# ખરી રંગત
## ખીઆલ ચાર શહેલીનો

### ચોક—૧ લો

ચાર શહેલી નીકલી ઘરથી પોશાક પેરી જરતારી
ધાચન મોચન ધોખન ચોથી તંબોલનનો ભપકો ભારી
પેલી ધાચણ કહેછે બેની હું જાતે હુશીઆર ઘણી
કરમ મારા ફુટેલા તેથી મને મલ્યોછે ગાંદો ધણી
એનું દુઃખ જોતાં જોતાં ને હવે હું તો દીવાની બની
પરનાવતીનું નખ્ખોત જાજો મરજો રાન ઘેરની જણી

ઝુલ

જાની જોઇને દુઃખમાં નાખી, મોજ કહી મેએ ના ચાખી
જીંદગી રહીછે થોડી બાકી, મને કુવારી કેમ ના રાખી
એનું દુઃખ જોતાં જોતાંને હવે થઈછું દુઃખયારી-ધા-મો.

### ચોક—૨ નો

મોચણ કહેછે મોચણને બેન તને બલાપોછે શાનો
મને બલાપો છે ઘણો બેની ધણીછે એક આંખે કાણો
શોભીતોછે ઘણો મજાનો જેવોછે મોતીનો દાણો
એના કરમમાં હું પણ ફશીછું કેવારે મુવો મરવાનો

ઝુલ

એ જો મરેતો શારૂ થાએ, દુઃખમાં નાખી મારી માએ,
રોજ બલાપો કેમ જેવાએ, એની જનતીનુ નખ્ખોત જાએ
કોઇનો ધણીછે ગાંધો ગેલો કોઇનો ધણીછે વેપારી.

## ચોક—૩ જો.

ધોબન કહેછે બે શઈયરને મારાપર કહી નથી કહાણી
ધોબી મારો છેલબટાઉ હું એની મોહના રાણી
હું એની છું સુંદર પીયારી એ મારોછે દીલજાણી
તરેહ તરેહના કપડા પેરાવે બહુ રાખે છે મેહેરબાની

ઝુલ

ધોબી મારો છેલછબીલો
બેલપર બેસેછે રંગાલો
થઇને ફીરેછે રાતો પીલો
કુંદી કરવામાં કંઈ નથી ઢીલો

એવા ધણીની દોલતથી હું થઇને ફરૂછુ સુખ્યારી-ધો-મો

## ચોક—૪ થો.

તંબોલન કહેછે તન શઇઅરને શમજો ખુસવકતી મારી
ધણી મારો તંબોલી પ્યારો, ચેવલી મેહેમના વેપારી
જરાબુટાની ચોલી પેહરૂં, તરેહદાર પેહરૂં સારી
ભાત ભાતના પાન ખાઈને મારયા કરૂંછું પીચકારી

ઝુલ

જાત જાતના બીરા બનાઊં
વરક સુનેરી ઉપર ચરાઊં
ભલા બુરાને હું સમજાઊં
અબદુલહુશેન આશકને મનાઊં

બમનજી કહે ખીઆલ રંગીલા એની શદાછે બલહારી

---

# આશકી મુંબઇના જુવાન

## રંગત લંગરી.

---

### ચોક—૧ લો

આશકી મુંબઇના જુવાન, વાંકી ટોપીને બદચાલ, પેરે
મારા દીલજાન, કબજો બુટાદાર
પીચ બેકના ઘાલી બુટામ કરે તે ઘણો ચમકાર
માથે વધારીને બાલ, ખીસામાં ખોટું ઘડીયાલ ચાલે
વાંકી વાંકી ચાલ, બુટ ભપકાદાર
કોઇ વાણીઓ લુવાનો બ્રાહમણ કોઇ માર ચમાર
ગાડીવાલાને બોલાવે, વેલો ગાડી હાંકી લાવે, ભાવ તેનાથી
થરાવે, ચીનના સાહુકાર
ખીસા વજાર તેમાંથો આવાજ કરે દોઢીઆ શાડાચાર

### ઝુલ

ગાડીમાં બેશીને તાડી પીવા તે જાયજી
થોડી બાકી તાડી રહે તે ગાડીવાલાને પાયજી
દશ બાર બાટલી પીને તે છાકતા બહુ થાયજી
હાથમાં લઈ લાકરી રસતામાં તે ઝ્થરાયજી
ભાડું ગાડીનું નહીં આલે, વત્તી વાત કરેતો ધાલે
ચાલ એવી બદ ચાલે, એવા બદકાર—પીચ બેકના

## ચોક—૨ જો

પછી દોરીઆ થાય ખલાસ, રાખે દીલમાં મોટી આસ,
જાય મારવારીના પાસ, રૂપીઆ કારે દશ બાર.
બારે રૂપીઆ લઇને લખી આપે પચીસની આર,
કોઇએ ટોપી ગીરવે મારી, તેપર બે ત્રણ રૂપીઆ કારી.
નામ મા બાપનું વધારી, રમે મન્નાનો જુગાર,
પો છક્કાથી વધારે ઘણો સરસ નીકલો રૂજગાર.

## ઝુલ

દસ બાર જણ મલી રમે મન્નાનો જુગાર શમજોને ભાઈ
માંગે સત્તી અંદર પરે ત્યારે તો સત્યાનાશ જાય
સત્તી પરે અંદર તે જીતો ને ખુશી દીલમાં તે થાય
હારી ગયો રૂપીઆ બધા ત્યારે કરે તે હાય હાય
જીતે કોઇ હોય દીલજાન, હારે તેના ઘેર મોકાન
પછી કરે તાનમતાન શોરા દોરીયા આપો યાર-પીચએકના

## ચોક—૩ જો

રૂપીઆ બધા હારી આવે, કોઇને ધુતીને બનાવે
કોઇના ખીશા કતરી લાવે, કરે એવો વેપાર
શીપાઇ ઝાલેતો સાંભે થઇને કરેતે મારા માર
શીપાઇ બાંધે બંધે હાથ, પછી કરે મુસકે તાત
મારે પછવાડેથી લાત, જુવે સગલા નરનાર
વગર ભાડાની કોથરીમાં જઇને કરે એક મોટો વીચાર

### ઝુલ્લ

જઈને પડયો તે તુરંગમાં સાહેબ ધણી આ શું થયું
માલ ધન જીતેલું મારા પાસેથી સરવે ગયું
આવીને ફસયોછું બલામાં દુઃખ હુએ બધુ સહયું
પચીશ રૂપીયાનું કરજ હજુર મારવાડીનુ રહયું
ટાંતીઆ દેહશકથી લરભરે પગમાં બેરી લો ખરખરે
એવી મુશીબતો પરે શમજો દોસ્તદાર—પીચએકના

### ચોક—૪ થો

નીકલો તુરંગમાંથી બાહર પાછો કરે મારા માર
લોકો નાખેછે ફીટકાર તોબી માને નહી યાર
સફેદ ગલીમાં પોતાની રાંડોના તહાં જઇને કરે પુકાર
તારો ખોટોછે સભાવ આજે શું કમાઇ તે લાવ
બએ રમીઆવું દાવ મારી પ્યારી તું છે નાર
એવા જુગારી રમીને સદા ખાય રાંડોનો ભાર
અશરાફના થઈ છોકરા કમજાત ના થાતા તમે
ધાઆન ધરી આ વાતપર, જુગાર ના રમતા તમે
લુચ્ચા સોદા જુગારીયો આ શેહેરમાં તે બહુ ભમે
સંગત તેવાની કરી પસતાસો પ્યારા કોઇ સમે
અબદુલહુશેન છંદ ગાય, શમજી મેહફીલ ખુશી થાય
તેના દુશમનો ધભરાય, કહે છે બમનજી દીલદાર
પીચ એકના ધાલી બુતામ કરેતે ઘણો ચમકાર ,

# રંગત લંગરી

## સુરતના નાજણી પઠાણ

### ચોક—૧ લો

નયા છંડ કીસાહે પુરાના સુરત શેહેરકા સુનો બયાન
નામ જીનોકા જાફરખાં દીલ્લીકા એક પઠાણ
નીકલા શેહેર દીલ્લીસે આકર સુરતમે આયા દીલજાન
નવાબનેભી ઉતરનેકે તહીં ઉનકો દીયા મકાન
નીલમ, ચુન્ની, હીરે, મોતી, માણકાકો લાયા ખાણ
નગર શેઠકી બેટી એક હુશનુંમેઆલા ચતુરસુજાન

### શેહેર

હરરોજ તાપીપર મીઆ નાનેકે તહી જાતીથીવો
મલમલકા કપડા પેહેનકર તાપીમે નાતીથીવો
નાજુક બદન પતલી કમર સબકો દીખલાતીથીવો
છોટી ઉમર પાઉમે પેજન સબકે તહીં ભાતીથીવો

### દાહરો

ચલી ભર પાણીકો નારી, પઠાણકી આઇ સવારી
દેખકે સુરત ઓ પ્યારી, હુવા મદહોસ દીવાના.
ઘોરેસે ઉતરા ઓ જાની, કહાકે ખરીરો ઓ રાણી
તુજપેહે અકલ દીવાની, નહી અબ હમકો સતાના.

### ચાલ

ફેર એશી બાત ઓ પઠાણને ફરમાઇ
ઉસ વખત ઓ નારી દીલમે બહોત ઘભરાઇ.
ગુસામાં આવીને કહયું એ મુરખ સીપાઈ
ચલ દુર હટીજા નહીંતો થશે લડાઇ.

ઊશાન

પઠાણને ફીર કહાં લો મુખસે સુન તું મેરી બાત
મેં તુજપર આશક હુવા ચલ તું મેરે શાથ.
નુરાની ચેહરા નારીકા દેખકે દીલમેથા હેરાન
નામ જીનોકા જાફરખાં દીલ્લીકા એક પઠાણ.

ચોક—૨ જો

નારી પઠાણને કેવાલાગી સાંભલ વાત મારી હેવાન
નાર પરાઈ નથી લેવાતી તું મુરખ છે નાદાન.
નગર શેઠની હું છું છોકરી કેમ થયોછે તું અંજાન
નથી સમજતો બાપ મારો આવી લે તારો પ્રાણ.

શેહેર

માન મારૂં કેહવુ સાચુ રાખ દીલમાં યાદજી
બાપ મારો સુરતનો શુબો કરશે તને બરબાદજી.
સાંભલશે નહી તારી કોઇ સુરતમાં આફરીઆદજી
તારા જેવા મારાપરથી કએક થયા આજાદજી.

દાદરો

પઠાણને કહી ફીર બાતજી, ચલ તું અબ મેરે શાથજી
છોડૂ નહી તેરા હાથજી, કરે કયા બાપબી તેરા.
મેં તો લાખો લરૂંગા, માર ફીજાર કરૂંગા
નહી મેં કીસ્સે ડરૂંગા, જાફરખાં નામહે નામ મેરા.

ચાલ

સુંદર કહેછે કેમ કરેછે તું નાદાની
રસ્તામાં તું રોકીને ઉભો એકલી જાની.
મુકીદે મારો હાથ ન કર બેઈમાની
હવે તાપી નદીએ ભર નહી આવું પાણી

### ઊરાન

પઠાણ જાવાદે મને લાગી યહાં બહુ વાર
તાપી નદીએ પાણી ભરવાના સોગંદ ખાઇ લઊ યાર.
નહી છોરી ઉસ નારકો ઉસને કીયા જાન અપના કુરબાંન
નામ જીનોકા જાફરખાં દીલ્લીકા એક પઠાણ.

### ચોક—૩ જો.

નાહનેકો તહીં તાપી નદીપર તેરી બલા આવે કહે જવાન
નીત ઉઠ લોંદી તેરે હાજર રહેવેગી સુન ફરમાંન.
નીલાવે તુજકો ગરમ પાણીસે મેરી લોંદીયા શુનધર ધીયાન
નહીં છોરૂં તુજકો કુફરકા કલમાં છોરદે પરલે કુરઆન

### શોહેર

નાર હારીને કહે હવે ઘેર લઈ જાઓ મને
કુરતની સુરવાલ લાવીને પેરાવો મને.
ભાઇ બેન માબાપને કોઈથી નથી દાવો મને
ઘરની બૈરીથી વધારે પ્રાણજી ચાહો મને.

### દાહરો

જાફરખાં નામ તમારૂં કેશરછે નામ લો મારૂ
જોરો સાહેબએ ઉતારો હવે દુનીઆમાં ઓ પ્યારા.
વેલા કાજીને તેરાવો નીકામારેથી પરાઓ
શેજ ફુલોની કરાવો અરે દીલદાર હમારા.

### ચાલ

જે કેવુ હોય તે અવરેથી કહી લેજો
તમે ઘેર મને લઈ જઈને દગો નહી દેજો.
તમે રાતને દારો મારી મોહબ્બતમાં રેજો
કોઇ દારે મને ભુંડી વાત તમો ના કેજો.

**ઊશાન**

નાગર બ્રહ્મામણી શુન સુરતકી ગઇ પઠાણકે શાથ
શુની ખબર માબાપને ફીર રહે ઓ મલતે હાથ.
નહી માના કેહના આશકને કીયા દીલકા પુરા અરમાન
—નામ જીનોકા.

**ચોક ૪—થો**

નાચ રંગ કરવાકે લે ગયા શુનાકે યારા મીથી જબાન
નૌ જવાનને મચાયા ખુબ સોર સુરત દરમીયાન.
નસર સાહેરી અમરદાસકી દંગલમે તુમ શુનો નીધાન
નયે નીરાલે છંદ અલીમહમદકે મીશરૈકા છાંદ.

**શેહર**

દીલ મીલ કરે દોનો જહાંમે એસ ઓર આરામજી
જેશીથી સબજ પરી વેઇસાહીથા ગુલફામજી.
છંદ કોઇ એશા કહો જીસમે લો હોવે નામજી
ખીઆલ કુચ માલુમ નહીતો લો જબાંકો થામજી.

**દાદરો**

કહો કોઇ એશીતો બાની, જીસમે હો હીંદી જબાની
કહો કોઇ કીસે કહાની, તુન દો તરફ સુનાઓ.
મેરા એ ખાઆલ નયા હે, તેરેહી છંદપે કહયા હે
સુનકે અબ બેઠ રહયા હે, તુતે છંદ ફરમે ન ગાઓ.

**ચાલ**

અબદુલહુસેનશે ક્યા ગાના ગાઓગે
માલુમ હુવા દંગલસે ભાગ જોઓગે.
બમનજી ઓર ફરદુનસે સરમાઓગે
**નસ.** કહે પાલનસે ખતા ખાઓગે.

**ઊશાન**

બંદી સખ્ત મજમુન નીરાલે સુનો સભામે ખીઆલ
અગર સાહેરી હો તુમમેતો કહો એશી તકશાલ
નમકર કહેતા ઊસ આશકકા રહયા નામ નીશાં—નામ.

# રંગત લંગરી

## ખીઆલ સ્ત્રી ચરીત્ર

### ચોક—૧ લો

ઘણો ખોટો સ્ત્રી ચરીત્ર કઇક આશકના ગયા પ્રાણ
નાર કોઇની નથી થવાની સતકરી દીલમાં માન.
એક દીવસના શમે નારીએ કીધો બદનપર શઉ શીંગાર
હસી ખુશીથી શેલકરવાને નીકલી ઘેરથી બહાર.
અરધા રસ્તે ઘુંસાઇ મળ્યો જોઇને આશક થઇ તે નાર
સુધ બુધ ભુલીગઇ ને ભુલીગઈ ઘરનો ભરથાર.

**દોહરો**

છેરો પકડીને તે નારી કરેછે અરજુ બીચારી
જરા વાત સમજોને હમારી.
અરે મારા વાલા ઘુંશાઇ
શાથે લઇ ચાલોની જાની.
હું તો બહુ થઈછે દીવાની
ભાવેના અનને પાણી.
તમો ના રાખો જુદાઈ

**ચાલ**

અરે ઘુંસાઇ કેવા લાગો સાંભલ સુંદર
હમે જાતે ઘુસાઈ નથી રાખતા કાંઇ ઘેર.

હમો નથી રાખતા ખાટલો ધોસ્લો બીસ્તરે
મુકી દે હમારે છેરો ના તુ કેડે પર.
હાથ મરોરી છેરો છુરાવી ધુંશાઇતો ચાલ્યો દીલજાનં
—નાર કોઇની,

ચોક—૨ જો

લાગી આગ તન બદન નારને, ધુંશાઇના પાછલ ચાલી
છેલ છબીલી વાત ના માને કોઇની મતવાલી.
પાછળ પાછળ ચાલી ધુંસાઈના મઠમાં કઇ ના બોલીચાલી
ધુંસાઇ બોલો રાંડ કેમ સતાવેછે ખાલી.

દાદરો

સાધુજી આવોની પાસે, કરોની પુરી આસે,
હવે દુનીઆમાં કેમ થાશે, વાત કંઇ બોલો વીચારી.
જરા દીલમાંતો વીચારો જીવ તરપેછે હમારો
હવે છાતીથી લગારો હુતો છું દાશી તમારી.

આસા

ધુંશાઈ કેવા લાગો સાંભલ નારી
તું સાંભલની એક વાતછે હમારી.
છે તારો ધણી જાલીમ જુલમી બહુ ભારી
તું એનુ માથુ કાપી લાવની પ્યારી.
એટલી વાત સમજીને ઘેર આગલ આવી નાદાન—નાર.

## ચોક ૩ જો

ઘર આગલ આવી નારએ દીલમાં અપના કીધો વીચાર
અપના હાતથી એક ખંજર કારી કીધો તઈયાર,
સુતેલો ધણીને જોઈ પલંગના આગલ આવી નાર
તરસ ના ખાદો રાંડ ભુંડીએ ધણીપર કીધો વાર,

## દાદરો

સાધુજી હું હવે આવી, માથાને કાપીને લાવી.
તમો મને વેલી બોલાવી, આસ થઇ પુરી તમારી.
ધણીને મારયો પલંગપર, માથું લઇ આવી
રહયું ઘર મારીઓ જેવો કબુટર, હાથમાં લઈને કટારી.

## ચાલ

તારૂં ધુંસાઈ બોલ્યો બરબાદ કીધુ તારૂ ઘેર
તું મને નહી જોઈએ લ્યાનતછે તારાપર.
કોઈ એવી નાર કમજાત નહી જોઇ સુંદર
કે લઈને હાથમાં મારે ધણીને ખંજર.
ધું શાઇના કેહવાથી રાંડ ભુંડીએ લીધો ધણીનો જાન
—નાર કોઈની.

## ચોક—૪ થો

ઘરના ધણીને મારી નાખીઓ નથી રાંડને લાજ શરમ
સાધુ વાસતે કીધા આપના ભુંટા કરમ
પેલા ધણીને મારી નાખ્યો પછી કીધું સરવે દાન ધરમ
અમરદાસએ રાંડનો ખોલી નાખ્યો સરવે ભારમ,

### દાદરો

રાંડ કમજાત ધણીરે, મારયો ઘરનો ધણીરે
વાત આ કેવી બનીરે, સમજો દીલદાર હમારા.
કરજોના કોઇ એવી નારી, નહીતો થાશે બહુ ખુવારી
જાન પણ જાશે તમારી, જરા શમજોને પ્યારા.

### ચાલ

મારયો ધણીને પછી રાંડ રંડાઇ
અબદુલહુસેનએ કીધી ઘણી ચતુરાઇ.
બમનજી ખીઆલ ગાય સભામાં ભાઈ
તુરાવાલાની થઇ જગમાં રૂસવાઇ.
એવા ખોઆલછે કલગીવાલાના
સદા રંગીલાછે દીલજાન—નાર કોઇની.

---

## રંગત લંગરી

### ચોક—૧ લો

માશુક તમારી યાદ કરૂં જ્યાં લગીછે મારા દમમાં દમ
મુજ પાપીપર મયા રાખી કરજે રહમ શનમ.
મેંતા તારા ઇશ્કમાં ફસયોછું જરા થોરો કર જુલમ સીતમ
માફ કરીને તું મારા ગુના રાખજે ભરમ સનમ.

માયા મોહબ્બત રાખ મારાપર કરુના કરજે ચસમ ગરમ
મે છું તારો બીજાનો નથી કોઇનો ફહમ વહમ.
મતવાના કોઇ દારે નથી જે લખયાછે મારા જનમ કરમ
—મુજ પાપીપર.

## ચોક—૨ જો.

મારના મને ગમની કટારી થયુંછે મારૂ જીસમ ગરમ
મરી ગયો છું યાદમાં તારી અરે મારા હમ દમ.
મને ચેનના તારા વીનાછે ફરી આવ્યો અગમ પછમ
મેહેરબાનગી કરીને લહીલે તું દમ આદમ.
મારૂ કામ બીજાથી નથી હું ખાઇ બેઠો લુએ કદમ કશમ
—મુજ પાપીપર મયા રાખીને.

## ચોક—૩ જો.

મલમ એવી તરાહનો કરી નાખે આ વરમ નરમ.
મારા દીલમાં પસંદ આવ્યોછે તારો રસમ પ્રીતમ
મુસલમાન યા હિંદુનો મને નહી ભાવે ઈલમ ધરમ.
માથું નમાવી હવે હું ચુમી લઉ તારા કદમ પદમ
માતીમાં સરવે મલી જાવાના જનમ ઇશમ—મુજ પાપી.

## ચોક—૪ થો.

મુરસદ હમારા અમરદાસ જા કદી કરેના કલમ વીલમ
મોજ મજામાં ગાયને છંડ કરે આ રકમ ખતમ.
પીલો મજા અબદુલહુશેનને ઈનામમે સબ આબે જમજમ
મદદથી તેની કુર થયો તેનો હમ ગમ;
માંસરા કોઇ એસા લાના ગાજે ખીઆલ અકરમ તીકરમ.

# ખરી રંગત

## ખીઆલ ગુજરાતી

### ચોક—૧ લો

પરનારીની સંગત નહી કરતા કરશોતો આખરછે મરણ
પરનારી નહી થાશે કોઇની મારી વાત સમજોની શજન.
ઘરની નારી હોય રૂપાળી તોપણ લાગે તે નઠારી
પર નારી હોય કાલી કોયલ તો પણ લાગે પ્યારી.
ઘરની નારીને ભુખે મારી ઘણી થાય તે દુઃખચારી
ચુરમો કરીખાય પરનારીને બેસી ફરે ઘેરે ગારી.
ઘરની નારી રોટી ચાતે પરનારી કરે શારા ભોજન
પરનારી નહી થાશે કોઇ મારી વાત.

### ચોક—૨ જો

પરનારીને પ્યાર કરીને રોજ ખુશી થઈ થઈને ફરે
ઘરની નારીને જોઇ જોઈને ઘરમાં આવી રોજ લરે.
પરનારી પૈસો માંગેતો રૂપીઆથી તે મોજ કરે
પરનારી જો અપની થાયતો શામાટે કોઇ લગ્ન કરે
પરનારી નહી થાસે કોઇની—

### ચોક—૩ જો

પરનારીની સંગતમાં ધન માલ અપનો ગમાવેછે
પરનારી જો જરા લરેતો હાથ જોડી સમજાવેછે.

સારો સારો મેવો લાવીને પરનારીને ખવરાવેછે
ઘરની નારી મનમાં ઝુરે તેને નહી કહી બોલાવેછે.
ઘરની નારીને રોજ તે મારે પરનારીના જઇ ચુંબે ચરંણ
પરનારી નહી થાશે કોઈની.

### ચોક—૪ થો

સુખ સમે સહુ કોઇ અપના કરે મોડેથી મીઠી વાત
દુઃખ સમે મો મરોડી દેસે-પરનારી જાનો કમજાત.
દુઃખ સુખ સમજેછે ઘરની નારી કરે ફકર તે દારો રાત
અબદુલહુશેન ઊસતાદ કદી નહી ધરે પરનારીનો હાથ.
અલીભાઈ સહુ ખીઆલ રશીલાં ગાય કરીને થાય મગન
પરનારી નહી થાશે કોઇની.

## ખરી રંગત

ખીઆલ પરનારી.

### ચોક—૧ લો

નાર પરાઇ આ દુનીઆમાં કોઇની નથી થઈ થાશે
અગર કરશો મોહબ્બત તેનાથી ઈજત આબરૂ સહુ જાશે.
નાર પરાઇથી મોહબ્બત હું કરીને બહુ થાકોછે યાર
માલ મતા સહુ ખાઈ ગઇને લુતી લીધુ મારૂ ઘર બાર.
એના પછવારે થઇને દીવાનો તજી દીધા કુટુંબ પરીવાર
આ દુનીઆમાં એવી નારથી કદી ના રાખે કોઇ દરકાર.
વગર પૈસેથી કોઇ નહી પુછે પૈસો હશેતો સહુ ખાશે
અગર કરશો મોહબ્બત તેનાથી.

### ચોક—૨ નો

પૈસો તમારા પાશે હશેતો રાંડો પણ કરશે મીથી વાત
વગર પૈસેથી જાસો ઘેર તેનાતો ખાસો મુક્કી લાત.
પૈસો હશેતો લુતી લેશે ઉતરશો ખાલી હાત
માલ ખજાનો ખોઇ કરીને પછી કરશો ઘણો ઉતપાત.
દોસ્ત પણ તમારા દુસમન થઇને બેસાડશે નહી પાશે
અગર કરશો મોહુબ્બત.

### ચોક—૩ નો

માલ મતા સહુ થઈ રેહેશેતો પછી તમો ચોરી કરસો
શેઠ સાહુકારના ઘર ફોરીને પાછુ રાંડનુ ઘર ભરસો.
પકરાઈ જશો એક દીવસ તમોતો વગર મોતે પ્યારા મરસો
એવી એવી વાતોના અંદર કદી નહી ભઊશાગર તરસો.
પાક ઈશક જે કોઇ કરેછે તેની થાય પુરી આસે
અગર કરસો મો.

### ચોક—૪ થો

અમરદાસ ઉસતાદ કહેછે શમજો વાત રાખીને ધીયાન
પર નારાની સંગત કરશોતો આખર થશો હેરાન.
અમહુસહુશેન સાહેરના ચંગપર પાંચ રંગના ઊરે નીશાન
ભમનજી સઉ ખોઆલ રશીલા ગાય કરે પુરો અરમાન;
અલીમાઈના સાંભે બેશીને હવે તું મુરખ શું ગાશે.
અગર કરસો મો.

# રંગત છોટી

## ખીઆલ ગુજરાતી

### ચોક—૧ લો

હવે ધણી વગરના કરસું કેમ ગુજારો
કોઈ આવીને ઈનસાફ કરો હમારો.
હું બાર વરસની હતી હુ બાલક નાની
તે દીવસના મુકીને ગયાછે મારા પ્રાણી.
હવે તેર વરસની થઈ લો આવી જુવાની
મને ધણી વગર નહીં ભાવેછે અનને પાણી.
મારા ઘરમાં સાસુ સુકન બોલે નઠારો
કોઈ આવીને ઇનશાફ કરો હમારો.

### ચોક—૨ જો

જોગન વેશ લઇ જાવું ધુંઢવા વનમાં
હું ધણી વગર તરપુછું મારા મનમાં.
સહુ સેહેલીઓ મારી રહેછે મગનમાં
હું રાત ને દાહડો બલું છું એવી અગનમાં.
મારો હાલ જોઇને જરાતો દીલમા વીચારો
કોઇ આવીને ઇનશાફ કરો હમારો.

### ચોક—૩ જો

કહોની બેની હવે ધણી વગર શું કરીએ
બેહેત્તર દુનીઆમાં ઝેર ખાઈ મરીએ.

કહાં લગી ધણીને યાદ કરીને રડીએ
આ દુઃખ નથી સેહેવાતું કુવે જઈ પડીએ.
સંસાર મને કંઇ નથી લાગતો સારો
કોઇ આવીને ઇનશાફ્ કરો હમારો.

### ચોક—૪ થો

થઇ ખુશી નારને ધીણ મળ્યો તેને આવી
અબ્દુલહુસેનએ પછી તેને સમજાવી.
બમનજીના શારૂ મીઠાઇ મેવા લાવી
અલીભાઇએ ખોલામાં બેશી ખવરાવી;
ક્યાં લગી બલાપો કરૂં હુ તારો.

## રંગત દોર કરી
### ખીઆલ ગુજરાતી

---

### ચોક—૧ લો

કરો માબાપની શેવા, સ્ત્રીના કેવાથી પુરૂષો
લાગ્યા જુદા રેહવા.
માબાપો તમને જનમ આલે, નવરાવી ધવરાવીને
તમને શારી રીતે પાલે.
જતન સહુ કરીને સંભાલે, પ્યાર મોહબ્બત કરીને
તમને હશે બોલે ચાલે.
કામ નહી કરજો તમે એવા, સ્ત્રીના કેવાથી પુરૂષો
લગ્યા જુદા રેહવા.

## ચોક—૨ જો

હવે તમો મોટા થયા જાણી, માબાપોને મુકી
દીધાથી કીધી છે નાદાની.
સાંભલો મારી શાચી વાણી, માબાપોને મુકી
દીધાથી થઇછે બહુ બે ઈમાણી.
મ(ળ)યાછે તમને એવા તેવા, સ્ત્રીના કેવાથી પુરૂષો
લાગ્યા જુદા રેહવા.

## ચોક—૩ જો

મલશે તમને તો ઘણી નારી, માબાપ નથી
મલવાના તમારી અકલ ગઇ મારી.
વાત કઇ શમજોની વીચારી, માબાપોથી જુદા
રહીને શું થયાછો વેપારી.
લાગોછો કડવા ઝેર જેવા, સ્ત્રીના કેવાથી પુરૂષો
લાગ્યા જુદા રેવા.

## ચોક ૪—થો

વાત શું આગલ હવે કહીએ, દીલતો એવું થાય
અમર આશકની શાથે રહીએ.
જુલમ આ ક્યાં સુધી ખમએ, સાંભલી સાચા
સુકન સાગરીત હુસેનના થઈએ.
ખવરાવે મીઠા તમને મેવા, સ્ત્રીના કેવાથી પુરૂષો
લાગ્યા જુદા રેવા.

# ખરી રંગત

## ખીઆલ ગુજરાતી

### ચોક—૧ લો

અરે ભાઇઓ ભહુ મને થયો વધારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગારો સપનામાં.
મોડેથી મીઠી મીઠી વાતો મને બોલી તે સપનામાં
આવોની વાલા હલી મલીને રમએ હોલી સપનામ.
નાખી હાથપર હાથ મારાતે કરે થથોલી સપનામાં
જરની બુટ્ટાદાર મને દેખારી ચોલી સપનામાં.
હશીને કેવા લાગી વાલા મારી અગન બુજાવો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની.

### ચોક—૨ જો

દીધો સરવે શીંગાર દેખારો ભપકો ભારી સપનામાં
હુએ પણ હલી મલીને રાત ગુજારી સપનામાં.
નથી કોઇએ દીથી નહીં મલશે એવી નારી સપનામાં
મીઠી મીઠી વાતો કરે મને લાગે કટારી. સપનામાં.
હુએ સરવે લુતાવી દીધો ધણ માલ આ મારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની.

### ચોક—૩ જો.

હુતો થયો દીવાનો જોઇને બાલા જોમન સપનામાં
હુએ સરવે લુટાવી દીધું મારૂ મન સપનામાં.

તરેહ તરેહના પ્યારીએ કીધા ભોજન સપનામાં
જે દુનીઆના કારણ હતા તે કીધા કારણ સપનામાં.
ફુલોની સેજનો રાતના થયો બગારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની.

### ચોક—૪ થો

અમરદાસ ઉસતાદ હમારા છંદ બનાવે સપનામાં
નવી નવી રંગતો નીરાલી ચાલ ચલાવે સપનામાં.
અબદુલહુસેનને બીજી નારી ઘણી શતાવે સપનામાં
પણ તે નાર મુકીને બીજી નાર નહી ભાવે સપનામાં.
અલીભાઈની ભક્તિ કરીને બેઠો બીચારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની

## રંગત લંગરી

ખીઆલ મુસલમાની

### ચોક—૧ લો

યાદ આઇ એક બાત મુજે મે ઓબી તુમે સુનાતાજી
ઇશ દુનીઆમે ભલા ના મરયો કીસીકી માતાજી.
નવ મહીને તક રખ્ખા શીકમમે અપની દીલદાર
બહાર આએતો ઉસને નીલાહ ધુલાકર લીઆ સમાર.
બોશે લીએ ગોદીમે બીઠાયા ચુમ ચામકર કીયા પ્યાર
બરી જતનશે અપની અમ્માને હુમે પાલા એ યાર.

## શેહેર

રોને લગે જીસ વખ્ત હમ માતા કહે લલકારજી
ચુપ રહો બચ્ચે મેરે કહેને લગી એક બારજી:
ઝુલેમે હમકુ ઝુલાએ સમઝા રહી બે સુમારજી
જુલમો સીતમ હમને કીએ માતા ના હુઇ બેજારજી.
સુખમે ભાઇ બેન એર સ્ત્રી દુઃખમે કોઈ નહી આતાજી
ઇશ દુનીઆમે ભલા ના મરયો કીસીકી માતાજી.

## ચોક—૨ જો.

એક રોજકા જીકર કહુ મેં બાત જરા અએ શુનો શજન
આધી રાતકા વખ્તથા ખુબ તરાહશે રોએ હમ.
માતા પીતા જાગ ઉથે માતાકુ બોહોતશા આયા ગમ
નીંદએ બાપકી ગઇતો ખુબસે મારા ખુદા કશમ.

## શેહેર

બાપકા હાથ થામકર માતાને મુખશે યું કહા
સરમભી આતી નહીં તુજકો જરા અએ બે હયા.
પુતતો તેરા હે અએ આતી નહીં કુચભી હયા
માર મત બચ્ચેકુ મેરે હૈ મેરી ઉસપર મયા.
માતા હુઇ ગમગીન ઉસસે ના ખાના પીના ભાતાજી
ઇશ દુનીઆમે ભલા ના મરયો કીસીકી માતાજી.

## ચોક—૩ જો.

ધુલ કીચમે ખેલકર આએ અમ્માં અપની નીલાતીહે
નીલાહ ધુલાકે માતા ગોદમે અપની શલાતીહે.
અવ્વલ હમકુ ખીલા પીલાકર પીછે માતા ખાતીહે.
કોઇભી લરકા હમે ગાલીદે ઉને ધમકાતીહે

### શેહેર

દીનપર દીન માતા હમારી બહોત ફીર ચાહને લગી
હો ગએ બીમાર એકદીન બહોત ધબરાને લગી.
તાપ ઓર ખાંશી એ હમકો બહોત આને લગી
લા દવાએ ડાકટરકી હમકો પીલવાને લગો.
નરક મુત સબ ઊઠાયા ઊસને એશા કોન ઉડાતાજી
ઇશ દુનીઆમે ભલા ના મરયો કીસકી માતાજી.

### ચોક—૪ થો

ગયા લરકપણુ આઈ જુવાની સોલા બરશકી હુઇ ઉમ્મર
માતા કહેતી બેટા તુમ જાવો ઇલમ શાખો દીલબર.
ઈલમ હુનર સબ સીખચુકે ફીર ઉસમે કુચ્છ ન રહી કશર
બહોત રૂપૈએ જમાં કરદીએ સભી માંકુ લાકર.

### શેહેર

ધન માલ શારા ખરચકર માતાને મેરી સાદી કરી
ફીર ગએ ઓરતકે સંગમે ખુબકીની દીલભરી.
ચાંદશા ચેહરાથા ઉસ ઓરતકા ઓરથી ઓ ગુલપરી
શાદી જહાંમે દેખનેકો આનકે રઇયત ખરી.
બીન માતાકે કહો જહાંમે કૌન એ ધુમ મચાતાજી
ઇશ દુનીઆમે ભલા ન મરયો કીસીકી માતાજી.

### ચોક—૫ મો

એક રોજકા જીકર શાદીકે કપરે પહેનકર નીકલે બહાર
શાશ બહુકી ભલાલો ધરમે બહોત હોગઈ તકરાર.
ગાલી ગુફતા હુઇ બહોતશી ઓર હુઇ વાંહુ મારામાર
ઉશી વકત હમ આએ ધરમેતો કહે ઓરત લલકાર.

### શેહેર

ઓરત લગી કહેને તુમારી માતાને મારા શજન
મારભી મારી બહોતશી ઈશ લીએ દુઃખતા બદન.
ખુન હાતોસેહે જારી ઓર લગી તનમે અગન
રાતકુ ખીજમત તુમારી ક્યું કરૂંગી મન મોહન.
ઇતની બાતે સુનકે માંકે પાસ ગયા ગુજલાતાજી
ઇશ દુનીઆમે ભલા ન મરયો કીસીકી માતાજી.

### ચોક—૬ થો

જો જો બાત કહી ઓરતને ઓભી સબ સુનલી સારી
લેકે હાથમે એક લકરીસે ફીર માંકુ મારી.
લાતે મુક્કી ઓર તમાચે મારકે કીની દુઃખયારી
સુનો દોસ્ત લગી માંસેભી બહોત ઓરત પ્યારી.

### શેહેર

બાતે લરકપણકી શભી દીલસે ગયા ઓ ભુલજી
જો કરી ખીજમત વો માતાને હુઈ સબ ધુલજી.
અબદુલહુસેન આશક કહે એ બાત શુન અનમુલજી
માંકી મોહબ્બતમે ભલા બચપનસે હે મસગુલજી.
બમનજીને ખીઆલ રસીલે આજ સભામે ગાતાજી
ઇશ દુનીઆમે ભલા ન મરયો કીસીકી માતાજી.

## રંગત ખરી.

ખી આ લ ગુ જ રા તી.

### ચોક—૧ લો

માબાપોને પેલી સીખામણ કરજો લગ્ન તમે કરીવીચાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

પાલી પોશી માબાપોએ મોતી થઇતો તેને પરનાવી
દશદીવસ ધણીના ઘેરતો બે દીવસ પીઅરમાં રહી આવી
એક દીવસના શમે તેના માબાપોએ તેને શમજાવી .
અરે મારી દીકરી તું એવા લક્ષણ ક્યાંથી શીખી લાવી.
તજી દીધા માબાપ ભાઇ બેન કીધો ધણીને ગલાનો હાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

## ચોક—૨ જો

દીકરી માતાને કેવાલાગી માતા હું હતી જ્યાંલગી કુંવારી
ત્યાંલગી મારી માતા તારી ખીજમત કીધી ધણી ભારી.
રડીને માતા કેવા લાગી કીધી મને તેએ દુઃખીયારી
નાનપણમાં દુધ પીધુ તેએ ભુલી ગઇ મારી પીયારી.
નાની હુતી ત્યારે રડતા રમતીહવે તુંએ દીઠો સંસાર
આજ કાલની નાદાન છોકરી.

## ચોક—૩ જો

એવી વાત કરસેતો માતા તારા ઘેર નહી આવાની
મારો ધણી મારો વાહલો પ્યારો એના ઘેર હું જાવાની.
રડીને તું સહુ વાતો કરેછે હવે મને સમજાવાની
મારા ધણીની હું છું વાલી તારી કદી નહી થાવાની.
તજી દીધો શહુ કુટુંબ કબીલો કીધો ધણીને ગલાનો હાર
આજ કાલની નાદાન છોકરી.

## ચોક—૪ થો

એટલી વાતો કહીને નારી ચાલીગઇ તેના ધણીના શાથ
હશી ખુશીથી ધણીના સાથે વાતો કીધી વલી આખી રાત.
માબાપોને દુઃખ દેછે તે નાર ધણી કેવાઈ કમજાત
અબદુલહુસેન ઉસતાદ કહે નહી પકરે એવી નારીનો હાથ.
એવી વાત પુછવી હોયતો બમનજીને પુછો દીલદાર
આજ કાલની નાદાન છોકરી.

# રંગત સોકસતા

## ખીઆલ મુસલમાની

### ચોક—૧ લો

ન હતની આંખે નીકાલે સાહેબ કરી શલાહ કયા તુમને
ભલાહે
જો કટલેકરના હોવેતો કરલોએ તેગહે ઓર હાજીર ગલાહે.
ગરૂર હરગીજ નહીહે હમકો તુમારે કદમોપે ધલાહે
લો ખીંચો ખંજર રખો ગુલુપર કરો હમારાભી ફેસલાહે
તુમારે રૂથેસે મેરે જાની હમારા તન ઓર બદન જલાહે
જુલમ સીતમ હમ ઉઠાવે કયું કર ખુદાયા હમપર
કેશી બલાહે
મીશાલે માહી તરપ રહાહુ એ દમતો આફતમે યું ચલાહે
જો કટલે કરના.—

### ચોક—૨ જો

મારેહે તુમને કહી આશકોકું કરીહે લાખોકી કરબલાહે
જરાતો શમજો સીતમ ગરોકા કહીભી મારોહુવા ભલાહે
જુલમો સીતમ તુમ કરો લો હમપર હમારે સરપર
રબ્બુલ ઉલાહે
કરો સહાદત યહાં હમારી મગર વાં જન્નતકા દર ખુલાહે
હોશાગ હમારા ઓર તુમારા અદલકે કાંટમે જા તુલાહે
જો કટલે કરના.—